# रामरक्षा स्तोत्र

तथा

# नर्मदाष्टक.

મૂળ સહિત ટીકા સાથે.

પ્રસિદ્ધ કરનાર,

**સાકરલાલ બુલાખીદાસ બુકસેલર**

રીચીરોડ-અમદાવાદ.

આવૃત્તિ ૨ જી. પ્રત ૪૦૦૦

સંવત ૧૯૮૬ સને ૧૯૩૦,

'ઉત્કૃષ્ટ મુદ્રણાલય' મુદ્રક પુરૂષોતમદાસ શંકરદાસ
ફર્નાન્ડીઝ બ્રીજ રીચીરોડ-અમદાવાદ.

કિંમત ૦-૨-૦

॥ श्री गणेशाय नमः ॥

॥ श्री सीतारामचंद्राभ्यांनमः ॥ अस्य श्री रामरक्षास्तोत्र मंत्रस्य बुधकौशिक ऋषिः ॥ श्री सीतारामचंद्रो देवता ॥ ॥ अनुष्टुप्छंदः ॥ सीताशक्तिः ॥ श्रीमद्धनुमान् कीलकं ॥ श्री रामचंद्र प्रीत्यर्थे रामरक्षास्तोमंत्र जपेविनियोगः ॥ अथ ध्यानं ध्यायेदाजानुबाहुं धृतशरधनुषंबद्धपद्मासनस्थं पीतंवासोवसानं नवकमलदलस्पर्द्धिनेत्रंप्रसन्नम् ॥ वामांकारुढसीतामुखकमल मिलल्लोचनंनीरदाभं नानालंकारदीप्तंदधतमुरुजटामंडनंरामचंद्रम् इति ध्यानं. ॥

## ॥ श्री रामरक्षास्तोत्रं ॥

આ રામરક્ષા સ્તોત્રરૂપ મંત્રના, ઋશિ કૌશિક છે, દેવતા શ્રી રામચંદ્ર છે, છંદ અનુષ્ટુપ છે, શક્તિ શ્રી સીતા છે, કીલક શ્રી હનુમાન છે, શ્રી રામચંદ્રને પ્રસન્ન કરવા માટે રામરક્ષા સ્તોત્રનો પાઠ કરવો.

અથ ધ્યાન. ગોઠણસુધી જેનાં લાંબા હાથ છે, ધનુષ બાણ જેણે ધારણ કરેલાં છે, પદ્માસન વાળીને જે બેઠા છે, પીળાં વસ્ત્ર જેણે ધર્યાં છે, નવા કમળના દળ કરતાં સુંદર નેત્ર છે, જે પ્રસન્ન છે, ડાબી કોરે બીરાજેલાં સીતાના મુખકમળ ઉપર જેનાં નેત્ર પડે છે, મેઘના સરખી જેની કાંતિ છે, અનેક પ્રકારના અલંકારોથી જે શોભે છે અને જે મોટી જટારૂપ આભુષણને ધારણ કરે છે તે શ્રી રામચંદ્રનું હું ધ્યાન ધરૂં છું.

## ॥ श्री रामरक्षा स्तोत्र प्रारंभः ॥

चरितं रघुनाथस्य शतकोटि प्रविस्तरं ॥
एकैकमक्षरंपुंसां महापातकनाशनं ॥ १ ॥

શ્રી રામચંદ્રજીનું ચરિત્ર સો કરોડના વિસ્તારવાળું છે અને તેનો એકેક અક્ષર માણસોના મહાપાપને નાશ કરનારો છે. ૧

ध्यात्वानीलोत्पलश्यामंरामंराजीव लोचनं ॥
जानकीलक्ष्मणोपेतं जटामुकुटमंडितं ॥ २ ॥
सासितूणधनुर्बाणं पाणिनक्तंचरांतकं ॥
स्वलीलयाजगत्त्रातु माविर्भुतमजंविभूम् ॥ ३ ॥
रामरक्षांपठेत्प्राज्ञः पापघ्नीं सर्व कामदाम् ॥

નીલ કમલના જેવી જેની શ્યામ મૂર્તિ છે અને કમળ સરખાં નેત્રવાળાં સીતાજી અને લક્ષ્મણ સહિત, જટાથી અને મુગટથી શોભીતા, તરવાર સહિત ભાથા અને ધનુષબાણ જેના હાથમાં છે. એવા રાક્ષસોના કાળરૂપ ( નાશ કરનાર ) અને જગતનું રક્ષણ કરવા માટે પોતાની લીલાથી જે પ્રગટ થયા છે, જન્મ વગરના અને વ્યાપક એવા શ્રીરામચંદ્રનું ધ્યાન ધરીને ડાહ્યા માણસે પાપને ટાળનારી અને સર્વ કામનાને પૂરનારી આ રામરક્ષાનો પાઠ કરવો. ૨, ૩.

शिरोमेराघवः पातु भालं दशरथात्मजः ॥ ४ ॥
कौसल्येयोदशौपातुविश्वामित्रप्रियः श्रुति ॥

घ्राणंपातुमखत्राता मुखंसौमित्रिवत्सलः ॥ ५ ॥

રઘુકુળમાં પ્રગટેલા પ્રભુ મારા માથાની રક્ષા કરો, દશરથના પુત્ર મારા કપાલની રક્ષા કરો, કૌશલ્યાના પુત્ર મારા કાનની રક્ષા કરો, વિશ્વામિત્રના પ્યારા મારા બે કાનની રક્ષા કરો, યજ્ઞનું રક્ષણ કરનાર મારી નાસિકાની રક્ષા કરો અને લક્ષ્મણજીના પ્યારા મારા મુખની રક્ષા કરો. ૪, ૫.

जिव्हांविद्यानिधिः पातु कंठं भरतवंदितः ॥
स्कंधौदिव्यायुद्धः पातुभुजौभग्नेशकार्मुकः ॥ ६ ॥

વિદ્યાના ભંડાર મારી જીભની રક્ષા કરો, ભરતજીએ નમસ્કાર કરેલા રામચંદ્ર મારા કંઠની રક્ષા કરજો, દિવ્ય આયુધને ધારણ કરનારા રામચંદ્ર મારા ખભાની રક્ષા કરજો, અને શિવના ધનુષ્યને ભાગનારા રામચંદ્ર મારા ભુજાની રક્ષા કરજો. ૬

करौ सीतापतिः पातु हृदयंजामदग्न्यजित् ॥
मध्यंपातुखरध्वंसी नाभिंजांबवदाश्रयः ॥ ७ ॥

સીતાના પતિ મારા હાથની રક્ષા કરજો, પરશુરામને જીતનારા રામચંદ્ર મારા હૃદયની રક્ષા કરજો, ખરદૈત્યને મારાનારા રામચંદ્ર મારા મધ્યની રક્ષા કરજો જાંબુવાનના આશ્રયરૂપ રામચંદ્ર મારી નાભીની રક્ષા કરજો.

सुग्रीवेशः कटींपातु सक्थीनिहनुमत्प्रभुः ॥
उरूरधूत्तमः पातु रक्षःकुलविनाशकृत् ॥ ८ ॥

સુગ્રીવના ઈશ્વર રામચંદ્રજી મારી કેડની રક્ષા કરજો, હનુમાનના પ્રભુ રામચંદ્રજી મારા બે સાથળના મૂળની રક્ષા કરો. રાક્ષસ કુળનો

નાશ કરનારા અને રઘુકુળમાં ઉત્તમ રામચંદ્ર મારા બે સાથળની રક્ષ કરો. ૮

**जानुनीसेतुकृत्पातु जंघेदशमुखांतकः ॥**
**पादौ विभीषणश्रीदः पातुरामोऽखिलंवपुः ॥ ९ ॥**

સમુદ્રપર સેતુ બાંધનારા રામચંદ્ર મારા ગોઠવણની રક્ષા કરજો, રાવણનો નાશ કરનારા રામચંદ્ર મારી જંઘાની રક્ષા કરજો. વિભીષણને સપતિ આપનારા રામચંદ્ર મારા પગની રક્ષા કરો, અને રામચંદ્રજી આખા શરીરની રક્ષા કરો.

**एतांरामबलोपेतां रक्षांयः सुकृतीपठेत् ॥**
**सचिरायुः सुखी पुत्री विजयी विनयीभवत् ॥ १० ॥**

સુકૃત કરનારો જે માણસ આ રામના બળવાળી રક્ષાનો પાઠ કરે તે લાંબા આયુષવાળો થાય, સુખી થાય, પુત્ર પામે, જય મેળવે, અને વિનયવાળો થાય. ૧૦

**पातालभूतलव्योम चारिणश्छद्मचारिणः ॥**
**नद्रष्टुमपिशक्तास्ते रक्षितंरामनामभिः ॥ ११ ॥**

શ્રી રામચંદ્રના નામથી જેને રક્ષા થઇ હોય તેને પાતાળમાં, પૃથ્વી ઉપર અને આકાશમાં ફરનાર દહત્યો જોવા પણ સમર્થ થતા નથી. ૧૧

**रामेतिरामभद्रेति रामचंद्रेतिवास्मरन् ॥**
**नरोनलिप्यतेपापैर्क्ति मुक्तंच विंदति ॥ १२ ॥**

રામ, રામભદ્ર અથવા રામચંદ્રનું જે સ્મરણ કરે છે તે માણસ કોઇ દિવસ પાપથી ન લોપાતાં સુખ પામે છે અને મોક્ષને મેળવે છે. ૧૨

**जगज्जैत्रैकमंत्रेण रामनाम्नाभिरक्षितं ॥**
**यःकंठेधारयेत्तस्य करस्थाः सर्वसिद्धयः ॥ १३ ॥**

જગત જીતનારા એક રામનામના મંત્રથી જેમાં રક્ષા કરવામાં આવી છે તે આ સ્તોત્રનો કોઇ પાઠ કરે તો તેને સર્વ સિદ્ધિઓ પાસે આવી રહે છે. ૧૩

**वज्रपंजरनामेदंयोरामकवचंस्मरेत् ॥**
**अव्याहताज्ञः सर्वत्र लभते जयमंगलं ॥ १४ ॥**

વજ્રપિંજર નામના આ રામકવચને જે સંભારે તે અખંડ જ્ઞાનવાળો થાય છે અને સર્વ ઠેકાણે વિજયમંગળ મેળવે છે. ૧૪

**आदिष्टवान्यथास्वप्ने रामरक्षामिमांहरः ॥**
**तथालिखितवान्प्रातः प्रबुद्धोकौशिकः ॥ १५ ॥**

શ્રી સદાશિવે જે પ્રમાણે આ રામરક્ષા વિશ્વામિત્ર રૂષિને સ્વપ્નામાં આવીને કહી તેજ પ્રમાણે તે બુદ્ધિવાન રૂષિએ સવારમાં જાગીને લખી લીધી છે. ૧૫

**आरामः कल्पवृक्षाणां विरामः सकलापदाम् ॥**
**अभिराम स्त्रिलोकानां रामः श्रीमान्सन प्रभुः ॥ १६ ॥**

સર્વ કલ્પવૃક્ષોના આરામરૂપ સઘળી વિપત્તિઓને દૂર કરનારા અને ત્રિલોકીને આનંદ આપનારા શ્રીમાન રામચંદ્રજી અમારા પ્રભુ છે. ૧૬

तरुणौरूपसंपन्नो सुकुमारौमहाबलौ ॥
पुंडरीकविशालाक्षौचीरकृष्णाजिनांबरौ ॥ १७ ॥

જુવાન અવસ્થા, અતિરૂપવાળા, સુકુમાર શરીરવાળા, મહા બળવાળા કમળ સરખા વિશાળ નેત્રવાળા જુના મૃગચર્મરૂપ વસ્ત્ર ધરનારા છે. ૧૭

फलमूलाशिनौदांतौ तापसौब्रह्मचारिणौ ॥
पुत्रौदशरथस्यैतौ भ्रातरौरामलक्ष्मणौ ॥ १८ ॥

ફળ મૂળ ભક્ષ કરનારા ઇંદ્રિયોને વશ રાખનારા તપ કરનારા બ્રહ્મચર્ય પાળનારા અને દશરથના પુત્ર એવા આ શ્રી રામ અને લક્ષ્મણ. ૧૮

शरण्यौसर्वसत्त्वानां श्रेष्ठौसर्वधनुष्मताम् ॥
रक्षःकुलनिहंतारौ त्रायेतांनोरघुत्तमौ ॥ १९ ॥

કે જે સર્વ પ્રાણીઓને શરણે જાવા યોગ છે સર્વ ધનુષધારીઓમાં ઉત્તમ અને રાક્ષસોના કુળનો નાશ કરનાર છે તે બે રઘુવંશના ઉત્તમ પુરૂષ અમારી રક્ષા કરો. ૧૯

आत्तसज्जधनुषाविषुस्पृशावक्षायाशुगनिषंगसंगिनौ ॥
रक्षणाय ममरामलक्ष्मणावग्रतः पथिसदैवगच्छताम् ॥२०॥

સજ કરેલું ધનુષ જેણે ચઢાવ્યું છે એવા બાણનો સ્પર્શ કરનારા અને જેમાં બાણો ખુટે નહિ એવા ભાથાઓ જેને સંગે છે, એવા શ્રી રામ લક્ષ્મણ મારૂં રક્ષણ કરવા પૃથ્વી ઉપર સહદેવ આગળ ચાલજો. ૨૦

सन्नद्धः कवचीखडगी चांपबाणधरोयुवा ॥
गच्छन्मनोरथोऽस्माकंरामः पातुसलक्ष्मणः ॥ २१ ॥

નમ્રતાવાળા, કવચ પહેરેલા ખડગ ધારણ કરેલા અને ધનુષ-બાણ ધરનારા યુવાન શ્રીરામચંદ્રજી લક્ષ્મણજી સાથે રહી માર્ગે ચાલતાં અમારા મનોરથની રક્ષા કરો. ૨૧

रामोदाशरथिः शूरोलक्ष्मणानुचरोबली ॥
काकुत्स्थः पुरुषः पूर्णः कौशल्येयोरघुत्तमः ॥ २२ ॥

દશરથ રાજાના પુત્ર રઘુવીર લક્ષ્મણ જેની સેવા કરે છે એવા બળીયા કકુત્સ્થ કુળમાં જન્મેલા સર્વ કામથી ભરેલા કૌશલ્યાના પુત્ર રઘુકુળમાં ઉત્તમ છે. ૨૨

वेदांतवेद्योयज्ञेशः पुराणपुरुषोत्तमः ॥
जानकीवल्लभः श्रीमानप्रमेयपराक्रमः ॥ २३ ॥

વેદ અને વેદાંત જેના સ્વરૂપને જાણે છે એવા યજ્ઞોના ઇશ્વર, પુરણ પુરૂષમાં ઉત્તમ, જાનકીજીના પતિ, શોભાયમાન, જેનું પરાક્રમ જાણી ન શકાય એવા શ્રી રામચંદ્રજી છે. ૨૩

इत्येतानिजपेन्नित्यं मद्भक्तः श्रद्धयान्वितः ॥
अश्वमेघाधिकं पुण्यं संप्राप्नोतिनसंशयः ॥ २४ ॥

એ પ્રમાણે એટલાં નામ મારા ભક્તે શ્રદ્ધા રાખીને વાંચવા અથવા પાઠ કરી લેવા તો અશ્વમેધ યજ્ઞ કરવાના પુણ્યથી વધારે પુણ્યને પામે છે તેમાં કાંઇ સંદેહ નથી. ૨૪

रामं दूर्वादलश्यामं पद्माक्षंपीतवाससम् ॥

स्तुवंतिनामभिर्दिव्यैर्नतेसंसारिणोनराः ॥ २५ ॥

દુર્વાના દલ જેવા શ્યામ વર્ણવાળા; કમળના સરખા નેત્રવાળા અને પીળાં વસ્ત્ર પહેરનારા શ્રી રામચંદ્રને જેઓ દિવ્ય નામોથી સ્તુતિ કરે છે તે પુરૂષો જન્મમરણને પામતા નથી. ૨૫

रामंलक्ष्मणपूर्वजंरघुवरंसीतापतिंसुंदरं
काकुत्स्थकरुणार्णवंगुणनिधिंविप्रप्रियं धार्मिकम् ॥
राजेंद्रंसत्यसंधंदशरथतनयंश्यामलंशांतमूर्तिं ॥
वंदेलोकाभिरामंरघुकुलतिलकंराघवं रावणारिम् ॥ २६ ॥

શ્રી રામચંદ્ર કે જે લક્ષ્મણના મોટા ભાઇ છે, રઘુકુળમાં ઉત્તમ છે, સીતાના પતિ છે, સુંદર છે, કકુત્સ્થકુળમાં ઉત્પન્ન થાય છે, કરૂણાના સમુદ્ર રૂપ છે, ગુણના ભંડારરૂપ છે, બ્રાહ્મણો જેને પ્રિય છે એવા, ધર્મ કરનારા છે, રાજાઓના અધિપતિ છે, સાચી પ્રતિજ્ઞાવાળા છે, દશરથના પુત્ર, શ્યામસ્વરૂપ છે, શાંત મુર્તિવાળા લોકોને આનંદ આપનારા છે, રઘુકુળને શોભાવનારા છે, અને રાવણના શત્રુ છે. એવા રઘુકુળમાં જન્મેલા રામચંદ્રને નમસ્કાર કરૂં છું. ૨૬

रामायरामभद्राय रामचंद्रायवेधसे ॥
रघुनाथायनाथाय सीतायाः पतयेनमः ॥ २७ ॥

રઘુકુળના નાથ અને સીતાના પતિ એવા શ્રી રામ કે જેના રામચંદ્ર અને રામભદ્ર એવાં નામ છે તથા જે વિધાતારૂપ છે ( ઉત્પતિ સ્થિતિ અને પ્રલયને કરનારા છે ) તેને નમસ્કાર કરૂં છું. ૧૭

**श्रीरामरामरघुनंदनरामराम श्रीरामराम भरताग्रजरामराम ॥**
**श्रीरामरामरणकर्कशरामरामश्रीरामरामशरणंभवरामराम ॥२८॥**

હે રઘુકુળના વંશમા થયેલા હે રામ, હે રામ, હે રામ હે રામ હે ભરતના મોટા ભાઇ, હે રામ, હે રામ, હે રામ, હે રામ, હે રણસંગ્રામમાં કઠણ જણાતા હે રામ, હે રામ. હે રામ, હે રામ, હે લક્ષ્મીને રમાડનારા હે રામ, હે રામ, હે રામ, હે રામ, અમને શરણ આપો. ૨૮

**श्रीरामचंद्रचरणौमनसास्मरामि श्रीरामचंद्रचरणौ वचसागृणामि श्रीरामचंद्रचरणौ शिरसानमामि श्रीरामचंद्रचरणौ शरणं प्रपद्ये ॥ २९ ॥**

શ્રી રામચંદ્રજીના ચરણને મનવડે સંભારૂં છું, શ્રી રામચંદ્રના ચરણને વચનવડે સંભારૂં છું, શ્રી રામચંદ્રના ચરણને મસ્તકવડે નમું છું અને શ્રી રામચંદ્રજીના ચરણને શરણ થાઉં છું. ૨૯

**मातारामोमत्पितारामचंद्रः स्वामीरामोमत्सखारामचंद्रः ॥**
**सर्वस्वंमेरामचंद्रोदयालुर्नान्यंजानेनैवजाने नजाने ॥ ३० ॥**

મારી માતા શ્રી રામચંદ્ર છે, મારા પિતા શ્રી રામચંદ્ર છે, મારા સ્વામી શ્રી રામચંદ્ર, મારા મિત્ર શ્રી રામચંદ્ર છે અને મારૂં સર્વસ્વ દયાળુ શ્રી રામચંદ્ર છે, બીજા કોઇને હું માતા પિતા સ્વામી મિત્ર સર્વસ્વ જાણતો નથી, સમજતો નથી અને ઓળખતો પણ નથી. ૩૦

दक्षिणेलक्ष्मणोयस्य वामेतुजनकात्मजा ॥
पुरतोमारुतिर्यस्य तंवंदेरघुनंदनम् ॥ ३१ ॥

જેની જમણી કોરે શ્રી લક્ષ્મણજી છે, જેની ડાબી કોરે શ્રી જનકનાં પુત્રી સીતાજી છે અને જેની આગળ ચાલનારા શ્રી હનુમાનજી છે તે શ્રી રઘુકુળના કુમાર શ્રી રામચંદ્રને હું નમસ્કાર કરૂં છું. ૩૧

लोकाभिरामंरणरंगधीरंराजीवनेत्रं रघुवंशनाथं ॥
कारुण्यरुपंकरुणाकरंतंश्रीरामचंद्रंशरणं मपद्ये ॥ ३२ ॥

લોકોને આનંદ આપનારા, રણસંગ્રામમાં ધીરજ રાખનારા, કમળ સરખાં નેત્રવાળા રઘુવંશના નાથ દયાની મુરતીરૂપ અને કરૂણાથી ભરેલા શ્રી રામચંદ્રને હું શરણે જાઉં છું. ૩૨

मनोजवं मारुततुल्यवेगंजितेंद्रियंबुद्धिमतांवरिष्टं ॥
वातात्मजंवानरयुथमुख्यंश्रीरामदूतंशरणंमपद्ये ॥ ३३ ॥

મનના જેવા વેગવાળા, વાયુના જેવી ગતી વાળા, ઇંદ્રિયોને જીતનારા, બુદ્ધિમાન પુરૂષોમાં વખાણવા યોગ્ય, વાયુના પુત્ર, અને વાનરાઓના યુથના મુખી એવા શ્રી રામચંદ્રજીના દૂતને (શ્રી હનુમાનજીને) હું શરણે જાઉં છું. ૩૩

कूजंतंरामरामेति मधुरंमधुराक्षरं ॥
आरुह्यकविताशाखां वंदेवाल्मीकिकोकिलम् ॥ ३४ ॥

કવિતારૂપી શાખા ઉપર બેસીને મીઠાશ ઉપજે એવી રીતે શ્રી રામ શ્રી રામ' એવી રીતે મધુર અક્ષરથી ઉચ્ચાર કરતા એવા વાલ્મીક રૂપીરૂપ કોકીલાને નમસ્કાર કરૂં છું. ૩૪

आपदामपहर्तारंदातारं सर्वसंपदाम् ॥
लोकाभि रामंश्रीरामंभुयोभुयो नमाम्यहं ॥ ३५ ॥

આપત્તિઓને નાશ કકનારા, સર્વ સંપત્તિઓને આપનારા અને લોકને આનંદ આપનારા શ્રી રામચંદ્રજીને હું નમસ્કાર કરૂં છું. ૩૫

भर्जनं भवबीजानांमार्जनंसुखसंपदाम् ॥
तर्जनंयमदूतानां रामरामेतिगर्जनम् ॥ ३६ ॥

રામ નામનો ઉચ્ચાર કરવો તે સંસારના બીજને ભુંજી નાખનારો, જન્મ મરણના કારણનો નાશ કરનારો, સુખરૂપ સંપત્તિઓને શુદ્ધ કરનારો, અને યમના દૂતોને તરછોડી નાખનારો છે.

रामोराजमणिः सदाविजयतेरामंरमेशंभजेरामेणा
भिहतानिशाचरचमूरामायतस्मैनमः रामान्नास्ति
परायणंपरतरंरामस्ययासोस्म्यहंरामे चित्तलयः
सदाभवतुमे भोराममामुद्धर ॥ ३७ ॥

રાજાઓમાં મણી સરખા, શ્રી રામચંદ્ર નિરંતર જયને પામે છે, લક્ષ્મીના પતિ રામચંદ્રને હું ભજું છું, જે રામચંદ્રજીએ રાક્ષસોની સેનાને હણી નાખી તે શ્રીરામચંદ્રને હું નમસ્કાર કરૂં છું શ્રી રામચંદ્રજીને બીજું કોઇ શરણે જવા યોગ્ય નથી. હું શ્રી રામચંદ્રજીનો દાસ છું, શ્રી રામચંદ્રને વિષે સદૈવ મારા ચિત્તનો લય થજો. હે શ્રી રામચંદ્ર ! મારો ઉદ્ધાર કરો. ૩૭

रामरामेतिरामेति रमेरामेमृनोरमे ॥
सहस्त्रनामतत्तुल्यंरामनामवरानने ॥ ३८ ॥

વારંવાર શ્રીરામનું નામ જપતો હું મનોહર રામચંદ્રને વિષે રમું છું, શ્રેષ્ટ મુખવાળાં હે પાર્વતી ! એક રામ નામ અને બીજા હજાર નામ એ બરાબર છે. ૩૮

इति श्री बुद्धकौशिकविरचितं श्री रामरक्षास्तोत्रं संपूर्णम्
॥ श्री सीतारामचंद्रार्पणमस्तु. ॥

---

॥ अथ श्री नर्मदाष्टक प्रारभ. ॥

---

श्री गणेशायनमः ॥ सबिंदुसिंधुसुस्खलत्तरंगभंगर
जितंद्विषत्सु पापजातकारिवारिसंयुत्तम ॥ कृतात
दूतकालभूतभीतिहारिवर्मदे त्वदीय पादपंकजं
नमामिदेविनर्मदे ॥ १ ॥

મૃત્યુના, દૂતના, કાળના અને ભૂતના ભયને નાશ કરનારા એવાં કવચને આપનારા હે દેવી નર્મદા ! તમારા ચરણકમલને હું નમસ્કાર કરૂં છું. જે તમારૂં ચરણકમળ બિંદુ સહિત સિંધુના ચપળ તરંગોના રંગથી રંગાયેલું છે અને શત્રુરૂપ પાપના સમુહને નાશ કરનારા જળવડે યુક્ત છે. ૧

त्वदंबुलीनमीनदीनदिव्यसंप्रदायकं कलौमलौ घभारहारि सर्वतीर्थनायकम् ॥ सुमच्छकच्छनक्रचक्रवाकशर्मदे त्वदीयपादपंकजं नमामिदेवि नर्मदे ॥ २ ॥

મોટા મત્સ્ય, કાચબા, જુડ;ચક્ર અને ચક્વા જાતના પ્રાણીઓને સુખ આપનારાં હે દેવી નર્મદા ! તમારા ચરણકમલને હું નમસ્કાર કરૂં છું. જે તમારૂં ચરણકમલ તમારા જલમાં લીન થયેલા દીન માછલાને દીવ્યપણું આપનારૂં છે, કલિયુગના મળના ભારને નાશ કરનારૂં છે અને સર્વ તીર્થોનું નાયક છે. ૨

महागभीरनरिपूरपापधूतभूतलंध्वनत्समस्त पातकारि दारितापदाचलम् ॥ जगल्लयेमहाभयेमृकंडुसूनुहर्म्यदे त्वदीयपाद० ॥ ३ ॥

મહા ભયંકર જગતના પ્રલયકાળમાં રૂપિને હવેલી આપનારા હે દેવી નર્મદા ! તમારા ચરણકમલને હું નમસ્કાર કરૂં છું. જે તમારૂં ચરણકમળ મોટા ગંભીર જલના પુરથી પૃથ્વીના પાપને કંપાવનારૂં છે, ગર્જના કરતાં એવા સર્વ પાપોનું શત્રુરૂપ છે અને આપત્તિરૂપ પર્વતને ફાડી નાખનારૂં છે. ૩

गतंतदैव मेभयंत्वदंबुवीक्षितं यदा मृकंडुसूनुशौनकासुरारि सेविसर्वदा ॥ पुनर्भवाब्धिजन्मजं भवाब्धिदुःखवर्मदे त्वदीयपाद० ॥ ४ ॥

આ સંસારરૂપી સમુદ્રના દુઃખમાં કવચને આપનારાં હે દેવી નર્મદા માર્કંડેયમુનિ અને દેવગણોએ સર્વદા સેવેલું તમારૂં જલ

જ્યારથી મારા જોવામાં આવ્યું છે ત્યારથીજ ફરીવાર સંસાર સમુદ્રમાં જન્મ પામવાનો મારો ભય નાશ પામ્યો છે, તેથી હું તમારા ચરણકમલને નમસ્કાર કરૂં છું. ૪

अलक्षनिन्नरामसुरादिपूजितं सुलक्षनीरतीरधीरपक्षि ॥
लक्षकूजितम् धशिष्टपिप्पलादिकर्दमादिशर्मदेत्वदीयपाद० ॥५॥

વશિષ્ટ અને શ્રેષ્ટ એવા પિપ્પલ વિગેરે મુનિઓ તથા કર્દમ વિગેરે પ્રજાપતિઓને સુખ આપનારાં હે દેવિ નર્મદા ! તમારા ચરણ-કમળને હું નમસ્કાર કરૂં છું. જે તમારૂં ચરણકમલ લાખો કિન્નરદેવ અને અસુરાદિકે અલક્ષપણે પૂજેલું અને જેમાં જલ સારી રીતે લક્ષ થાય તે એવા તીર ઉપર રહેલા લાખો પક્ષીઓએ કુજીત કરેલું છે. ૫

सनत्कूमारनाचिकेतकश्यपादित्रटपट्पदैंधृतंस्वकीय
मानसेषु मारदादिपट्पदैः रवीदुरंतिदेवराज-
कर्मशर्मदे त्वदीयपाद० ॥ ६ ॥

સૂર્ય, ચંદ્ર અને ઇંદ્રના કાર્યને સુખ આપનારાં હે દેવિ નર્મદા ! તમારા ચરણકમલને હું નમસ્કાર કરૂં છું. જે તમારૂં ચરણકમલ સનત્કુમાર, નાચિકેત, કશ્યપ, અત્રિ અને નારદાદિક મુનિરૂપ ભમરાઓએ પોતાના હૃદયની અંદર નિરંતર ધારણ કરેલું. ૬

अलक्षलक्षलक्षपापलक्षसारसासुधं ततस्तु जीवजंतु तंतु
भुक्तिमुक्तिदायकं ॥ विरंचिविष्णुशंकरस्वकीय
धामवर्मदे त्वदीयपाद० ॥ ७ ॥

બ્રહ્મા, વિષ્ણુ અને શંકરને પોતાના તેજરૂપ બખ્તર આપનારા હે દેવી નર્મદા ! તમારા ચરણુકમલને હું નમસ્કાર કરૂંછું. જે તમારૂં ચરણુકમલ ગુપ્ત અને પ્રગટરીતે કરેલા લાખો પાપરૂપ નિશાનને પાડવામાં બલવાળું, આયુધવાળું છે અને તેથી જીવ જંતરૂપ તંતુઓને ભક્તિ અને મુક્તિ આપનારૂં છે. ૭

अहामृतंस्वनं श्रुतं महेशकेशजाततटेकिरातसूत
वाडवेषुपंडिते शटे नटे ॥ दुरंतपापहारि सर्व
जंतुशर्मदे त्वदीयपाद० ॥ ८ ॥

સર્વ પ્રાણીઓને સુખ આપનારા હે દેવિ નર્મદા ! તમારા ચરણુકમલને હું નમસ્કાર કરૂંછું જે તમારૂં ચરણુકમલ શંકરના કેશમાંથી થયેલા ગંગાજીના તટને વિષે તેમજ કિરાત, ચારણુભાટ, બ્રાહ્મણુ પંડિત, શઠ અને નટને વિષે પણુ જો મૃત્યુનો શબ્દ સાંભળવામાં આવે તો તેઓનાં દુષ્ટ પાપ અને તાપને હરનારૂં છે. ૮

इदं तु नर्मदाष्टकं त्रिकालमेव ये सदा पठति ते
निरंतरं न यांति दुर्गतिं कदा ॥ सुलभ्यदेहदुर्लभ
महेशधामगौरवं पुनर्भवा नरा नविलोकयंति रौरवम् ॥

જેઓ આ નર્મદાષ્ટકનો ત્રિકાલ નિરંતર પાઠ કરે છે તેઓ રૌરવ નરકને કદિ પણુ જોતા નથી.

॥ इतिश्रीमच्छंकराचार्यविरचितंनर्मदाष्टकस्तोत्र ॥

संपूर्णम्.